# કાવ્ય-પૂર્વા

જગત પરમ તત્ત્વ જ્ઞાન દષ્ટિજ ગમ્ય.
અમર બહુલ સૌખ્ય-ધામ, જે ભક્તકેરા.
ભવ જળ, જળ મધ્યે ડૂબતાંનું શરણ્ય.
शिवचरण युगंतच्छं सदा नः करोतु ॥

—संस्कृत वाक्प्रशस्ति पञ्चाशिका ।

પ્રો. ઉપેન્દ્રરાય ન્હાનાલાલ વોરા

લેખક તથા પ્રકાશક:

**શ્રી ઉપેન્દ્રરાય ન્હાનાલાલ વોરા,**

સવાઈગરનો મઠ, **માંડવી.** ( કચ્છ )



**કિંમત ૦-૮-૦.**

આવૃત્તિ પહેલી — ઈ. સ. ૧૯૪૧

પ્રત ૨૫૦ — સંવત ૧૯૯૭

ધી ગુજરાત પ્રીન્ટીંગ પ્રેસમાં શા. સોમાલાલ મંગળદાસે છાપ્યું,

ઠે૦ પાંચકુવા, ચાર રસ્તા—અમદાવાદ.

# કાવ્યપૂર્વા

હું,

જન્મતાને બળતાંજ શીખ્યો
બળી, બળીને ઉર ખાખ આજે.
ના, ના,
થશે શીતળ ભસ્મ એમ !
આ વિશ્વનાં જીગરને ઠરતું કરો જો.
ત્યારે, થશે શીતળ એ ઉર ખાખ દિવ્ય
ને ચર્ચશે નિજ શરીર વિરાટ વિશ્વ.



શ્રી. ઉપેન્દ્રરાય ન્હાનાલાલ વોરા.

## સ્વાધ્યાય

### હું ? ! !

પ્રકાશ રૂપી અજ હુંજ અદ્વય :
શાશ્વત પ્રકાશી વળી નિર્મળો અતિ :
વિશુદ્ધ વિજ્ઞાનઘન નિરામય :
સંપૂર્ણ આનંદમય ! હું નિષ્ક્રિય.

(રામ ગીતા)

## યાચના.

### શાર્દૂલ.

જેને શૈવ ઉપાસતા શિવ કહી, બ્રહ્મેતિ વેદાંતીઓ.
બૌધ્ધો બુદ્ધ કહી, પ્રમાણ પટુઓ; કર્તેતિ નૈયાયિકો.
અર્હન્ જૈન કહી, મિમાંસક કહી કર્મેતિ જે પૂજતા
આપો તે અમને સુવાંછિત ફળ ત્રૈલોક્ય નાથ હરિ.

'વિવેક ચૂડામણિ'

નિરખું સઘળું પ્રભુમય ! વિરહી જેમ પ્રિયામય ! બધું

'ઉપમન્યુ'

# આમુખ.

માનવ જીવન સાથે સંબંધ ધરાવતી લલિતકળાઓમાંની કોઈ પણ કળા હો; પરંતુ તેની સાથે મનુષ્ય જીવનનું પરમ ધ્યેય ઓછાવત્તા પ્રમાણમાં પણ જો સમ્મિલિત ન હોય; તો તે કળા ન રહેતાં માત્ર કળાનું ખોખું ચેતન વિનાનું ખોખુંજ કહી શકાય.

"કાવ્ય પૂર્વા"ના કવિનાં કાવ્યોના તાણાવાણામાં એ પરમ ધ્યેય કોઈ કોઈ સ્થળે તો સહજ નૈસર્ગિક રૂપેજ દેખાઈ આવે છે અને તે તો એ યુવાન કવિની પૈતૃકી સંપત્તિ યાને 'બાપૂકી મૂડી' છે.

કવિતાની વ્યાખ્યા, પોતપોતાની રૂચિ અને દૃષ્ટિથી થતી આવે છે. પરંતુ કાવ્યમાં ચેતન તો કોઇ પણ પરમ ઉચ્ચ ધ્યેયથીજ આવી શકે છે, એ નિર્વિવાદ છે.

ગુજરાતમાં કવિઓના ત્રણ ચાર "વાડાઓ" લેખાય છે. તેમાંના કોઈ પણ વાડાની છાપ બદલ, શ્રી. ઉપેન્દ્રરાય સહજ રીતે નિર્મોહી રહી શક્યા છે, એ ખરેખર ! એમનું સદ્‌ભાગ્યજ છે.

શ્રી. ઉપેન્દ્રરાયને ઉચ્ચ તત્ત્વજ્ઞાનની સાથે સંગીત પણ વારસામાંજ સાંપડ્યું છે.

વળી વિશેષ ખુશી થવા જેવું તો એ છે કે કાવ્યપૂર્વાના કવિ એક ઉછરતા નવયુવક હોવા છતાં–પ્રૌઢત્વે દુર્લભ એવાં તત્ત્વ જ્ઞાનને સાધ્ય કર્યાં છતાં એ એમનાં કાવ્યોમાં અકાળે, પ્રૌઢત્વ વૃદ્ધત્વ બતાવી વિશેષે 'દુન્યવી ડાહ્યા' ગણાવાને બદલે યુવાનીનાં પુનિત ઓજસ ને સુચારૂપણે ટકાવી રાખ્યું છે, અને એ પ્રૌઢ કવિઓને જેટલું આલ્હાદક છે, તેટલું જ અકાળે પ્રૌઢત્વનું પાપ કરનારા, યુવાન કવિઓને પ્રેરણાત્મક પડકાર રૂપ છે.

શ્રી. ઉપેન્દ્રરાયમાં ઉચ્ચ ઉડ્ડયન કરવાનું સામર્થ્ય છે–જેમ છે; અને જીવનના ચરમ ધ્યેયમાં એમની નિષ્ઠા બલવતી છે એ નિષ્ઠા એમને હજી પણ એમની ઉચ્ચતર ભૂમિકામાં વિહરવાનું સામર્થ્ય પ્રેરો; એ શુભેચ્છા !

मांडवी ( कच्छ )
ता. ९–८–४०

श्री. निरंजन

# મંદાર–તળે

પંચવટી–મ્હારાં કાવ્યોનો એક ન્હાનકડો ગુચ્છ બહાર પડી ગયો. તેમાં "કાવ્યપૂર્વા" બહાર પાડવા વચન પણ અપાયું હતું. તે વચન પરિપૂર્ણ કરતાં હું કૃતાર્થતા અનુભવું છું.

સાધારણ રીતે–પ્રસ્તાવના બે બોલ વગેરેમાં લેખક પુસ્તક પરિચય,–પુસ્તકના વિષય પર કેવી સ્થિતિમાં તે તૈયાર થયું વગેરે પર; વિવેચનાત્મક નિબન્ધ લખે છે. પણ પ્રિયાત્મન્! "કાવ્યપૂર્વા"ના સંબંધમાં એવી કડવી મીઠી વાતો કહેવાની, મ્હને જરૂર જણાતી નથી.

સંગ્રહની દૃષ્ટિએ જોતાં "કાવ્યપૂર્વા" નું કલેવર–વિરાટ તો નથીજ છતાં, તેમાંથી થોડેઘણે અંશે કાવ્ય–પૂર્વા–દર્શન કરી શકાશે, એમ મ્હારૂં માનવું છે. જણાવું ઘટે કે, સંગ્રહની શોભા તેનાં રૂપરંગ કે વસ્તુ બાહુલ્યમાં નથીજ પણ તેમાં सत्यं शिवं सुन्दरम्। ગુણો છે કે નહિ? કે કેવળ વિવેચનાત્મક દૃષ્ટિએજ કે લોકમાં સાક્ષર કહેવડાવવા માટે રસ–ભાવ વગેરે અલંકારોએ અલંકૃત કરી લખાયેલ છે! સજ્જનોએ વિચારવાનું રહ્યું.

કાવ્યપૂર્વાના કાવ્યોમાં સંગીત કાવ્યો રખાયેલાં છે. તેના પર રાગ–તાલ વગેરે લખેલ છે તે એટલાજ માટે કે એ રાગ–અથવા રાગિનીમાં એ કાવ્યો હું ગાઉં છું અથવા મારા વડે ગવાયેલાં છે. એ રાગદારીનાં ગૂંજનોમાં એ કાવ્યો રચાયેલાં છે. એટલુંજ. ગાયક–અનુકૂળ રાગિની અથવા રાગમાં ગાઈ શકે છે. માત્ર કાવ્ય–ભાવને સાનુકૂળ–રાગ અથવા રાગિની હોય, એ ઈચ્છનીય છે.

અંતમાં આમુખ કહેતાં આશીર્વાદ લખી આપ્યા બદલ આભાર!!! કોનો? निरंजनर्जानो!!! એ સંતકવિનો આભાર માનતાં ઈશ્વરનો, સમસ્ત વિશ્વનો આભાર મનાઈ જાય છે!!!

ॐ तत्सत्।

તા. 
માંડવી. } ઉપેન્દ્રરાય ન્હાનાલાલ.

# કાવ્યાનુક્રમ

# કાવ્યપૂર્વા



## વાગ્વૈખરી શબ્દઝરી

૧

સરસ સરસ વાકયે, પાથરી શબ્દ જાળ.
ગહન ગહન વાકયે, ગૂંથતો—ગૂઢ ભાવ.
ભ્રમિત ઉર થશે ત્યાં, વ્યર્થ વાણી વિલાસ.
નહિ કવિ કવ કાવ્યે, વ્યર્થ એ શબ્દ જાળ.

૨

પૂર્ણ પૂર્ણ રસે પૂર્ણ, કિંતુ ના તત્ત્વ ઘોષણા.
વાગ્વૈખરી શબ્દઝરી ! કવિઓ રસ કાવ્યના

## ઉડ્ડયન

અનંત વ્યોમે કરી અટ્ટહાસ્ય,
નાચીશ આ વિશ્વ વિશાળ ખોળે.
અહો તણા ગર્વ નક્કી ઉતારૂં.
બ્રહ્માંડ મંગળ કરૂં, સુરધામ દિવ્ય.
મંદાકની મર્ત્ય ઉતારનારો.
બ્રહ્માંડનાં પાપ પખાળનારો.
ને આ બધાં જગત બંધન ટાળવાને;
ઉડીશ આજ અવની સુરધામ દિવ્ય.

## લ્હાવો

વિષાદ ઉરમાં ભર્યો, તદપિ હાસ્ય મુખે સખે!
અપાર ઉરવેદના તદપિ કેમ હસે સખે!
અસહ્ય દુઃખ દાઝથી, ઉર થયું બળી ખાખ આ
હસું તદપિ મિત્ર ઓ! ભવતણો શુભ લ્હાવ એ.

## બ્રહ્માનંદ

નિરાશાને આશા, હૃદય પડતી શાંત સઘળી
શમે સૌ સંતાપો, મન તણી વ્યથા શાંત સઘળી
સહુ વાણીકેરા મન સહ શમ્યા વેગ સઘળા.
ઠર્યો બ્રહ્માનંદે, સકળ નિરખ્યું બ્રહ્મમય આ.

## सर्वं खल्विदं ब्रह्म!

ગયાં જગતમાં બધાં, અનિષ્ટ જીવને જે હતાં
નથી જગતમાં નથી, અનિષ્ટ જે કરે જીવનાં,
અહો ઉદધિ અંતરે, પ્રણવ નાદ ગાજી રહ્યો,
सर्वंखल्विदंब्रह्म! नेहनानाऽस्ति किंचन!

## નાદબ્રહ્મ

સંગીત ગાજ્યું ગગને અનંત,
પ્રતિધ્વનિ વિશ્વ ઉરેજ ઝૂલ્યો.
ના માનવી સુણી શક્યા, રવ દિવ્ય દિવ્ય,
મે સાંભળી દ્રવી જતું, પરમાત્મ તત્ત્વ.

બ્રહ્માંડ દ્રવતાં જોતો, અચેતન થયો સખિ !
વદે જે ઋષિઓ શાસ્ત્રે, નાદબ્રહ્મ સુણ્યો સખિ !
અચેતન થયો ત્યારે, અથવા ચેતના ભર્યો,
મ્હારી સ્થિતિ હતી ત્યારે, સમાધિસ્થ અનંતમાં.

## શિવતત્ત્વે વિરમશો

૧.

રોતાં રોતાં, નહિ પ્રિય ! વદો, કોઈના વિશ્વ મારૂં:
રોતાં રોતાં, નહિ પ્રિય ! વદો, સ્વાર્થી આ વિશ્વ સારૂં:
રોતાં રોતાં, નહિ પ્રિય ! વદો, દીનને હીનવાણી:
રોતાં રોતાં, નહિ પ્રિય ! વદો, " દીન હું " હીનવાણી:

૨.

ત્હમે આત્મા મારા, મમ સ્વરૂપ છો, વિશ્વવિચરો:
વધું આત્માનંદે, પરમ શિવતત્ત્વે વિરમશો:

## ભસ્મ શાંભવી

૧.

ગયા, ગહન ધૂમ ઘોટ, સઘળા મળ્યા જવાળમાં
અહો, ગગન ચાટતો, જટિલ જવાળ જવાળામુખી
બળ્યાં જગત બંધનો, ગગન જવાળ જવાળા ચઢી

૨.

શમી હૃદય આગને શમ્યા ત્રિવિધ તાપ સૌ
બળ્યાં જગત બંધનો, પુનિત ભસ્મ તેની પડી

૩.

સખિ ! પુનિત વિશ્વને, કરીશ શાંભવી ભસ્મથી
સખિ ! અમર આત્મને, તિલક ! એ ભવભસ્મનાં

## त्वमहम्

કહે, કોણ ? આ વિશ્વમાં સંત નાના,
કહે, કોણ ? આ વિશ્વમાં દુષ્ટ વ્યાખ્યા.

કહે, કોણ ? આ વિશ્વ છે તાપ પૂર્ણ,
કહે, કોણ ? આ વિશ્વ છે ત્રાસ પૂર્ણ.

આ વિશ્વમાં સુખ નહિ દુઃખ એક લાધ્યું
આ વિશ્વમાં દુઃખ સહી દુઃખ એક લાધ્યું

ને અંત વિશ્વ ભમતાં, મળતી નિરાશા.
આ વિશ્વમાં સુખ નહિ, દુઃખને નિરાશા.

હું અને તું ના ભેદે,
બનતા મર્ત્ય માનવી,
રૂહેંસીને ગરદનો
આત્મન્ !
ગણુતા દુઃખવિશ્વમાં.

## આવો સંતો

આવો સંતો, પરમપદ આ, મુક્તિનું દિવ્ય ધામઃ
આવો સંતો, પરમપદ આ, પ્રેમનું પૂર્ણ ધામઃ
આવો સંતો, અમરપદ આ, પૂર્ણનું પૂર્ણ ધામઃ
આવો સંતો, પરમપદ આ, શાશ્વતી શાંતિ ધામઃ

આવો સંતો, જગત ભરનાં, પ્રાર્થીએ શ્રેય વ્હાલાઃ
આવો સંતો, જગત ભરના, કાપીએ ક્લેશ કાળાઃ
આવો સંતો, જગત ભરના, ટાળવા સંકટોનેઃ
આવો સંતો, જગત પતિને, પ્રાર્થીએ દૂર થાશે !
આવો સંતો, પરમપદ આ, ઈશનાં સ્તોત્ર ગાશો
આવો સંતો, પરમપદ આ, પ્રેમ સંગીત ગાશો.
આવો સંતો, અનુભવ કરો, દિવ્યની દિવ્ય રીતિ
જાતે દુઃખી, જગત સુખ દે, સંતની સત્ય રીતિ.
આવો સંતો, દ્રવિત કરશો, વિશ્વને પ્રેમ મંત્રે
જાતે દુઃખી પરસુખ સુખી, ભારતી દિવ્ય મંત્રે.

## શરણ ત્હારે

૧

પ્રભુ શુદ્ધ થવા પ્રભુ બુદ્ધ થવા
પ્રભુ મુક્ત થવા ઉર આશ પુરો.
પણ પાત્રપણું મુજમાં નથી એ ?
પ્રભુ ભક્ત થયો પ્રભુ સાધુ થયો.
પ્રભુ સત્ય તણો ઉપદેશ સુણ્યો.
પ્રભુ વેદ ! ભણ્યો ! પંડિત થયો !

૨

અણ દીઠલ પંથ અગમ્ય દીસે
મન વાયુ સમાન ન ધામ રહે.
ધ્વનિ સાંભળું હું.
माशुचः ।

પ્રભુજી ! પ્રભુજી ! શરણી પ્રણુમી.
વદતાં, નમતાં, સુણુતો.
माशुचः । मामेकं शरणं व्रज ॥

## સ્તોત્ર

વસશો અમ અંતરે સદા, વરસાવો પ્રભુ ભાગ્ય સંપદા
હસશો અમ અંતરે સદા ; વિસરાવો પ્રભુહીન ભાવના
પ્રણુમી પદપ્રેમ ધારતાં, વદીએ નાથ દયા કરો સદા
પ્રભુજી ! હર બંધનો બધાં, પ્રગટાવો ઉર જ્ઞાન દીવડા
શરમાય સરસ્વતી અને શતજીહ્‌વા ગ્રહી મૌન જાય જ્યાં
પ્રભુજ્ઞાન વિહીન જીવ હું ! લવતો સ્તોત્ર જરાય ભાનના.

## રુકમાવતી પુલપરથી

૧

ઉદધિ ગર્જન શાંત પડયું તદા
મધુર હાસ્ય હસ્યા નભતારલા
વિહગ ભવ્ય પ્રવૃત્તિ પ્રભાતની,
મધુર ગાયન શું સત્કારતાં.
અવની દ્વાર ખુલ્યાં, જયમંગળા,
સપ્તર્ષિઓ મંગળ વિશ્વ ગાતા;
અગાધ આકાશ વિલીન થાતાં.
પરમ વેદ પુનીત રુચ્યા તદા.
ઝાંખી પડી ચંદ્રિકા રમ્ય રંગ.
પ્રાચી ઉષા—શુક્ર સહિત સોહે;
હિંચોળતી તારક વૃંદ સ્નેહે.
ગાયે મીઠું અનિલ હાલરડું અનંતે.

૨

*મારા વિચારે જળહીન એ શું?
કે માનવી સ્વાર્થ હુતાશને વા?!!

# "कोटी जन्माष्टमी थशे–"

૧

ડૂબી કહો ક્ષીર અગાધ ક્ષીર?
ડૂબી કહો સત્ય પ્રતિજ્ઞ ઈશ?
છો શેષનાં શયનમાં પ્રભુ આપ લીન
ભૂલ્યા પ્રતિજ્ઞા કુરૂક્ષેત્ર મધ્ય.
તે, એ પ્રતિજ્ઞા કહી સવ્યસાચી
તેના પ્રભુ છે રણદેવ સાક્ષી.
धर्म संस्थापनार्थाय संभवामि युगे युगे ॥
સાચી પ્રભો! સમજીને બહુ ધીર ધારી
દુઃખે સુખે વીતવતી પ્રભુ દિન મારા;
છો લીન નાથ! શીતળ શેષ વિશાળ પૃષ્ઠ
આજે કહું કાતર નાદ નાથ!
સાચી કરો એ પ્રભુ એ પ્રતિજ્ઞા.

૨

રડતી અવની આજે, જાહ્નવી અશ્રુ સારતાં
અવનિ! શોક ત્યાગોને, વ્યોમ ગંભીરનાદ ત્યાં

---

*માંડવા સમીપ વ્હેતી રુકમાવતીમાં બારે માસ પાણી નથી હોતું. માત્ર જ્યારે ચોમાસું હોય છે, ત્યારે થોડું ઘણું હોય છે.

તારવા સત્યને દેવિ!
એક જન્માષ્ટમી નહિ,
તારવા સંતને દેવિ!
कोटी जन्माष्टमी थंशे.

## सत्य मेव जयते।

ઉઠ, ચાલ નિંદ છોડ, બંધુઓ! ઉલ્લાસમાં
વીતવી અસંખ્ય રાત મોહના વિલાસમાં
દેવદ્વાર કો વદે?
सत्य मेव जयते। नाऽनृतम् ॥ १

ખીલતી ઉષા અહો, વિશાળ વ્યોમ રંગતી
સીંચતી નવીન પ્રાણ, કચ્છીય ઉર વિષે
ધીર નાદ કો કહે?
सत्य मेव जयते। नाऽनृतम् ॥ २

વીર ચાલ, મુક્તિ પંથ, પ્રેમના પ્રકાશમાં,
આસુરી વિનાશકાજ સત્ય પંથ શોધમાં
વ્યોમ નાદ કો કહે?
सत्य मेव जयते। नाऽनृतम् ॥ ३

વીર ચાલ, દેશકાજ સુણાય બ્યૂગલ નિનાદ
શૈય્યાનો કરો ત્યાગ વિશ્વ દુઃખ ટાળવા.
આશિષ વ્યોમ આપતું
सत्य मेव जयते। नाऽनृतम् ॥

તા. ૮–૭–૩૯

# મહાવીર જયંતી

૧.

આકાશમાં ધવલ ચાંદની ક્યાંક તારા
વિશ્વે અહો પરમ પ્રાણ પીયૂષ સીંચે
વાયુ વહે સુખદ શીતળ વિશ્વ કુંજે,
બ્રહ્માંડનાં મંગળ આજ થાતાં.
ઋષિ ગણો મંગળ વાક્ય બોલે,
ગંધર્વ સંગીત અનંત ગૂંજે.
અહિંસા સત્યના પાઠો, વિશ્વને ઉપદેશવા,
પરમાત્મા પરબ્રહ્મ અવની ધન્ય ! અવતરે.

૨.

ત્યારે ફરી વ્યોમ સુગીત ગાજ્યું,
બ્રહ્માંડ ઝીલે સુરદિવ્ય ત્યારે.
ફરી થશે મર્ત્ય શું સ્વર્ગ લોક,
મંદાકિની નીર શું મર્ત્ય વ્હેશે.
ને આ બધા ભુવન ભેદ વિનાશ થાશે ?
સ્વર્મર્ત્ય શું એકજ આજ થાશે ?

૩.

પરમ શાંતિ સદા જગ સ્થાપશો
અમર મંત્ર अहिंसा परमोधर्मः ।
વિશ્વને ભણાવશો.
અનંત યુગના તાપે, તપજે, આત્મ ભૂતિ તું,
મહાવીર થજો વિશ્વે, વ્યોમ ગંભીર ગાજતું*

*પ્રસ્તુત કાવ્ય મહાવીર જયંતી મહોત્સવ પ્રસંગે યોજાયેલું હતું–ઉ. ના.

# પયગામ મુક્તિદ્વારના

( હરિગીત ભૈરવી )

હૃદયેધરો ઉલ્લાસ માનવ! કર્મ કર્મ કર્યા કરો
લોકાપવાદ ધરો ન માનસ! કર્મકર જય પામતા
નિંદા સ્તુતિ જગકાઝીઓની, હૃદય પર નવ લાવશો
બસ! કર્મકર! બસ! કર્મકર! પયગામ મુક્તિદ્વારના
રત કર્મમાં નિશદિન રહો ઉર છાંડજે ફળવાસના
સૌ વિશ્વનાં કલ્યાણ કારણ ઈશની કર પ્રાર્થના
પ્રતિકૂળ સાનુકૂળ કારણ હૃદય પર ધારીશ ના
ઉર! સ્વાર્થ તજ, ઉર! સ્વાર્થ તજ! પયગામ મુક્તિદ્વારના
ભૂતકાળતણા વિચારો, છોડ સત્વર માનવી
વર્ત્તમાન વિચાર કર ઉર, શું સ્થિતિ નર લોકની
ભાષણ કર્યા ભલી ભાતનાં પણ હૃદયમાં હુંપદ ભર્યું
નહિ અર્થ એ, વ્યવસાયતવ, પયગામ મુક્તિ દ્વારના
સંતોષ શાંતિ ભર જીગર ભૂતાનુકંપા વિશ્વમાં
નૂતન યુગોનાં સ્વાગતો, મંગળ થશે આ વિશ્વનાં
વિશ્વાસ કર, ઉત્સાહ ધર, ઉલ્લાસમાં શુભ કાર્ય કર,
મોટાઈ તજ "હુંકાર" તજ પયગામ મુક્તિદ્વારના

## સ્તવન કરીએ

સ્તવન કરીએ તેનાં જેણે જગ સુખ છે ભર્યું
સ્તવન કરીએ તેનાં જેણે જગ દુઃખ છે હર્યું,
સ્તવન કરીએ તેનાં જેણે નરતન આ દીધું
સ્તવન કરીએ તેનાં જેણે નરતન ને વળી
જન્મ અહીંઆં આપ્યો જેણે સ્વર્ગ ગણીએ સખિ!

# આ નં દ

શમ્યા જગત ત્રાસ સૌ, રમું પરમ શાંતિમાં
आनंदं ब्रह्मणो विद्वान्नबिभेति कदाचन ॥

## કા વ્ય સં ધ્યા

પૂર્વા અહો, પૂર્ણ પ્રકાશી જોતાં,
પ્રસ્થાન આદર્યું સખિ ! પ્રતિકાવ્ય પૂર્વા,
કિંતુ દિશા ભ્રમહતો, સખિ ! પાશ્ચમાએ
ઉષા તણા રંગ ન્હોય સંધ્યા.

ત્રિશંકુ જેમ આકાશે તેવી મ્હારી સ્થિતિ સખિ !
વિશ્વામિત્ર સમાં ચિત્તે કાવ્ય સૃષ્ટિ નવી સૃજી.
સહસા નામ આપ્યું મેં, સખિ ! સંધ્યા સમીપમાં
કાવ્ય સંધ્યા કહો એને, સ્વર્ગ એ ઉરકાવ્યનું.

## ભુજઙ્ગગિરિ ચરણે

વિશાળ ગેબી નભ ઘુમ્મટે ત્યાં
તારા તણાં, ઝુમ્મર ઝુલતાં'તાં
આત્મા તણાં, તેજ અખંડ પૂર્યા.
મહી તણાં આંગણુ રંગતા'તાં,
વિલીન થાતો ગગને અનંત
મને જણાયો ‘ ભૂજીયો ’ અનંત
યોગાસને યોગીશું લીન બ્રહ્મ
મને જણાયો ભૂજીયો અનંત.

વંદન કર્યાં કોટિ નમાવી આત્મા,
વંદન કર્યાં મ્હેં,–રણધીર આત્મા.

વંદન કર્યાં મ્હેં–ભવ–રુદ્ર મૂર્તે !
વંદન કર્યાં મ્હેં–કચ્છ–રાષ્ટ્ર મૂર્તે !

વંદન કરીને ઉર–આત્મ ઢાળ્યાં,
વંદન કરીને શુભ કચ્છ ચાહ્યાં.

આશા પુરા એ કચ્છ–રાષ્ટ્ર–શક્તિ,
આશા પુરો આ ઉર દેશ–ભક્તિ.

સદા રહો જાગ્રત રાષ્ટ્રે શક્તિ,
ફરી સખિ ! શીર્ષ નમાવી સ્નેહે
ભુજઙ્ગ ચરણે,—

પ્રસ્થાન આદર્યું સખિ !
અમી અશ્રુ વ્હેતાં,
શૂરાતણું શાશ્વત ધામ જોતાં.

## આ શી ર્વા દ

જગના રચનાર હે પિતા ! ગુણતારા વદ, કેમ ગાઉં હું ?
સ્તવતાં-મન-વાણી શાંત જ્યાં, વદ, પામું વિભુ ! કેમ પાર હું ?
રચના જગમાં કળાય ના, પ્રભુ લીલા નહિ પાર પામીએ
વદતા, સુરસિદ્ધ અંબરે, વદતાં તારક વૃંદ અંબરે
પ્રભુ માત પિતા ! અને સખા ! જગદાધાર સમસ્ત વિશ્વપા
હરશો ઉર બંધનો બધાં, પ્રભુ પુત્ર પિતાસુખ આશિષો ચહે !!!

## અભેદ

રે, રે, માનવ, આમ શું તફડતો મિથ્યા બધા ભોગમાં
ત્યાગી જો, મન-વાસના વિરમતાં મ્હાણીશ બ્રાહ્મીસ્થિતિ
છેદીને સહુ બંધનો, જગતનાં, જીવાત્મના ભેદને
જાણ્યું કે જગ બ્રહ્મરૂપ દિસશે, બ્રહ્મૈવ બ્રહ્માંડ ત્યાં.

## ગુણગાન

દયાળુ-દીનબંધુઓ ! પદ-બાળકો પડે.
પદ-બાળકો પડે, તવ પ્રાર્થના કરે. ધ્રુવ.

નાનાં નાનાં બાળક તારાં
કરીએ ગુણ-ગણ-ગાન
દયા કરીને આપો અમને
બહુ વિદ્યા-સુખ-હામ.

દયાળુ દીનબંધુઓ ! પદ બાળકો
પદ બાળકો પડે, તવ આશિષો ચહે—દયાળુ

હે ! પ્રભુ નમીએ પ્રેમપદ !
કૃ પા સિ ન્ધુ શિ વ—એ ક
બળ—બુદ્ધિ શુભ—આપશો
વા ણી—વિ ન ય—વિ વે ક

દયાળુ દીનબન્ધુઓ ! પદ બાળકો પડે—દયાળુ

## માડી ! પૂછું ત્હને ? ! !

કહે ! માડી ! પૂછું ત્હને ?
આંખે, અખૂટ—આંસુ—કાં ?
વદનારવિંદ તવ,
મ્લાન કાં ? કલાંત કાં ? ભ્રાંત કાં ?
કહે ! માડી ! પૂછું ત્હને !
જન્મ ધરી હાસ્ય મુખ ભાળ્યું નહિ !
ઉદાસીન કાં ?

પ્રભુની અપરાધિણી તું ?
પ્રભો ! ત્હને પૂછું ઝટ કહે
મ્હારી માવડી દુઃખ કાં સહે ?
તેને હસાવ હુલાવ ફુલાવ
ત્યારે અમારાં અંતર
હિમાચલ શું નાચશે.

૩

માડી ! કહું ? કહું ! ત્હને ?
મને, અંતરિક્ષ કથતું હતું:
સ્વર્ગ ઉતરશે કચ્છ પર
માતા ! સ્વર્ગ પરીસમી
હસજે વિશ્વને હસાવીને

# આંસુ

વિરાટ કેરી આંખે રે આંસુ સરે
ન્હોતી હૃદય દ્વેષની રુદ્ર જ્વાળા
ન્હોતી હૃદયસ્વાર્થની રુદ્ર જ્વાળા
આત્મા તણાં ગીત સદાય થાતાં
માનવ તણાં હૃદય,
પ્રેમ શું સ્નિગ્ધ ત્યારે
એ સંસ્મરણો ગત વરસનાં સ્મરતાં રે
વિરાટ કેરી આંખેરે આંસુ સરે
આજ માનવ હૈયેરે, શયતાનો વસે,
આજ માનવ હૈયેરે જ્વાળા જ્વલે
આજ સ્વાર્થ કાજે રે માનવ મર્ત્ય બને
માનવ હૃદય રજની ઘોર વ્યાપી
માનવ હૃદય સત્યની જ્યોત ઝાંખી
માનવ હૃદય રજનીચરો ફરે
માનવ હૃદય ચીબરી શબ્દ બોલે
સુર દુર્લભ દેહી ! જાગો રે,—
આજ મધ્ય રાત્રિનાં પ્રેતડાં
માનવ હૃદય નર્તન આદરે
હૃદય સ્વર્ગ સમાન પ્રદેશે
સ્મશાનો મચાવી રહે.
ત્યારે મેં જોયું રે—
વિરાટ કેરી આંખેરે આંસુ સરે.

## ઇશ હૈયાંનું જાડય

૧

ક્યારે ગાશે ? જગત સઘળું વિશ્વ કલ્યાણ સ્તોત્રો.
ક્યારે ગાશે ? જગત સઘળું. વિશ્વ ઉદ્ધાર સ્તોત્રો.
ક્યારે ન્હાશે ? જગત સઘળું. જાહ્નવી પ્રેમ પૂર્ણ.
ક્યારે ગાશે ? જગત સઘળું. પ્રેમનાં પ્રેમ સ્તોત્રો.

૨

રે, રે, માનવ, આમ શું વિલપતા, આવો, અહીં બેસીએ;
આવો, ગાશું દ્રવિત કરશું, ઇશ હૈયાનું જાડય.

૩

ત્યારે ગાયું. જગત સઘળે, સ્વાર્થનાં સૈન્ય નાસ્યાં
ત્યારે ગાયું. જગત સઘળે, દ્વૈતના દૈત્ય નાસ્યા
શાંતિ ત્યારે જગત સઘળે, ઇશ હૈયું દ્રવાવ્યું.
ત્યારે નાસ્યું જગત ભરમાં ઇશ હૈયાનું જાડય.

## કાળગીત

ફૂટી હજી જીવનનાં ક્ષિતિજે ઉષા ત્યાં.
ફૂટી હજી જીવનની અધૂરી પ્રભા ત્યાં
નથી થયો જીવનનો સખિ ! જ્યાં વિકાસ
ત્યાંતો સખિ ! અકળ કાળ કરાળ ઉભો.

## કરાલસખ્ય

૧.

ન પ્રકાશે ન અંધારે સ્થાન આ ભવ્ય ભાસતું
ભૂતકાળ તણું સોણે સ્થાન આ ભવ્ય ભાસતું
સ્થાન જો ઘેનમાં પડ્યું

૨.

જોઈ, સખિ ! રણ સમાન ઉરે વિમાસું
આ વિશ્વમાં જીવન–કાળ–કરાળ–સખ્ય.

## ઉપેન્દ્રાવતાર

સ્વાહા, સ્વાહા, અમર પતિના ભાગ્યનો ભવ્યનાશ
સ્વાહા, સ્વાહા, ગગન ભરતો મેઘ ગંભીર નાદ
સ્વાહા, સ્વાહા, બલિ–સફળ ત્યાં–સર્વ ત્યાં સર્વ સ્વાહા
કર્યું ત્યાં,

સ્વાહા, સ્વાહા, અમર કરવા, ત્યાં ઉપેન્દ્રાવતાર
સ્વાહા, સ્વાહા, સફળ બલિનું, ધન્ય ધન્યાવતાર
સ્વાહા, સ્વાહા, જયતુ ! વદીએ ! ધન્ય ! વામન–
ધન્ય ! દૈત્યેન્દ્રરાય.

## પિતા નવ કરો દયા

પ્રભો ! અવગણો ત્યજો, કદી ન રહેમ દૃષ્ટિ દાખવો
પિતા ! અવગણો ત્યજો, દગલબાજ વિશ્વાસશો ?
પ્રભો ! અસત્ય આદર્યાં તદપિ પ્રેમ પિતાજ દાખવે
પિતા ! જગત જીવને કચડવા સદા હું મથ્યો.

પિતા ! નવ કરો કૃપા નહિ કૃતઘ્ન હોયે કૃપા.
પ્રભો ! નવ ઘટે દયા ! પતિત ઘોર બ્રહ્માંડનો
પ્રભો ! પુનિત ના કરો, ફરી થઇશ પતિત હું.
પિતા ! જીવન યાતના, ભવભટ્ઠી અસહ્ય બાળશો.
પિતા ! નવ કરો દયા. કૃતઘ્ન ફાવશે મા'દશા;
પિતા ! નવ કરો દયા. નવ ગણો અદેખાપણું.
પિતા ! નહિ નહિ વદો શિશુતણા ક્ષમ્ય દોષ સૌ.
પ્રભો ! નવ ઘટે દયા, પતિતને સજા હોયના.
પ્રભો ! નવ કહો અરે ! પરમ પાપી ઉદ્ધારશું.
પિતા ! નવ કરો દયા ! પુનિત પુત્ર નક્કી થશે.*
સોનેટ ૧૨–૧૨–૩૯.

## पाहि माम् ।

પ્રભુ આજ વદો નહિ, મુખે નહિ તારૂં અહીં
સ્થાન સંભવે.
મમ બાળક દુભવે નક્કી, નહિ તારૂં અહીં
સ્થાન સંભવે.
દરિયે વસવું અને વળી, કરવું વૈર શું ગ્રાહ ના થકી ?
જગ છે. અહીં સંત દુર્જનો, સહુ પ્રેમ બતાવી ચાલજો
અથવા નહિ સ્થાન તારૂં આ,
" વસજે નર્ક જ "—
નહિ નાથ ! પાહિ મામ્ ।

---

* ગણ શુદ્ધિ તરફ લક્ષ નથી આપ્યું,
જે, ગણ વગેરેના આગ્રહી, ક્ષમ્ય ગણશે.

વદતાં પ્રભુ,–વાણીના–વદે, વરસાવું પ્રભુ શોક આંસુડાં
મમ શ્વાસ અહો રૂંધાય છે, અકાળાયે ઉરકંઠ શું કહું ?
નહિ નાથ ! અરે ! વિચારના, નહિ દુઃખ્યાં તવ વિશ્વ બાળુડાં
હૃદયે હૃદયોજ મેળવ્યાં, ન મળ્યાં જ્યાં, પ્રભુ દૂર ત્યાં ગયો
મુખ મારૂં સુકાઈ જાય છે, કૃપયા નાથ ! દયાકરો દયા
पाहि माम् । पाहि माम् ॥

## હંસ કોનો ?

દૃશ્ય ૧ લું સ્થળઃ–ઉપવન.

ગૌતમઃ—રે ! વેદના કેવી થતી, ને પાંખ બંધન તૂટતાં
આંસુ સરે છે, આંખથી, આતીર હૃદયે ખૂંચતાં
કેવાં સુંવાળાં પાંખઆ, ને ડોક કેવી કુમળી
તેને અરે ! આતીરથી, કોણે હણ્યું ?
( પંપાળતાં પંપાળતાં. )
ધીમે ઉગાડે આંખડી, ને પાંખ ધીમાં સળવળે
આશા પ્રભુ જીવનતણી, આ પંખીડું પ્રભુ જીવશે
( દેવદત્ત આવે છે. )

દેવદત્તઃ—રે ! હંસ મારો આપીદે, મમતીરથી નીચે પડયો
તેનાં સુંવાળાં પાંખનો પંખો થશે મારો અરે !

ગૌતમઃ—માર્યો, નક્કી તેં હંસ આ, ને જીવતો પ્રભુએ કર્યો
ખોળે પડયો, પ્રભુએ દીધો, તો હંસ આ મારો થયો

દેવદત્તઃ—માર્યો નક્કી મેં હંસ આ, મમ તીરથી નીચે પડયો
ને તું કહે, મારો અરે ! એ ન્યાય તે કયાંથી જડયો ?

ગૌતમઃ—હું ન્યાય કે અન્યાયને સમજું નહિ ને જાણું ના
ખોળે પડયો. પ્રભુએ દીધો. આ હંસ કદીયે આપું ના

દેવદત્તઃ—ચાલો, અરે ! કાકા કને ને ન્યાય સાચો તોળીએ
ગૌતમઃ—આ હંસ કદીયે આપું ના, તું વ્યર્થ ફાંફાં છોડી દે
( હંસને ગૌતમ છાતી સાથે લે છે અને જાય છે. )

દૃશ્ય બીજું સ્થળઃ કચેરી

દેવદત્તઃ—કાકા ! ઉંચેરા આભથી, આ તીરથી પંખી હણ્યું
નીચે પડયું કે ગૌતમે ઝીલી લીધું તેનું કર્યું.
રાજાઃ—રે ! વત્સ ! તેં પંખી હણ્યું ને ગૌતમે જીવન દીધું
જીવન પ્રદાતા સ્વામી છે તો પંખી આ તેનું થયું
( ગૌતમ તરફ )
લે, વત્સ ! પંખી તારૂં છે, જીવન પ્રદાતા સ્વામી છે
ગૌતમઃ—મારૂં નથી.
દેવદત્તઃ—તારૂં નથી.
બંને સાથેઃ—આ પંખીડું પ્રભુનું જ છે.*
( હંસને ઉડાડી મૂકે છે. )

## નહિ ગણ સ્વપ્નો

હો ! અમ વંદન હો અમ વંદન
મંગળ નાથ ! કરો ઉર રંજન. ધ્રુવ.

તારી કૃપા થકી મૂક વદે પ્રભો !
તારી કૃપા ગિરિ પંગુ ચઢે પ્રભો !

---

* ભગવાન બુદ્ધનાં શિશુ જીવનનો પ્રસિદ્ધ પ્રસંગ, સંવાદરૂપે, આ કાવ્યમાં ગુંથવા યોગ્ય પ્રયત્ન કર્યો છે.

તારી કૃપા નહિ પાર અરે પ્રભો !
વાણી વદે નહિ, શીશ નમે પ્રભો ! હો અમ.

દૂર થજો પ્રભો ! સર્વ અસત્યો
સત્ય સદા ધ્રુવ ધ્યેય હજો પ્રભો !

મૃત્યુ હરો પ્રભો ! પાન અમૃતનાં
નાથ ! કરાવો નહિ ગણુ સ્વપ્નો. હો અમ.

## નમન

અહીંઆં તપ્યા'તા તપ બ્રહ્મ બાળ
અહીંઆં શમ્યા'તા શિવ ત્રાસ તાપ

ને પાંડવોની વન ગુપ્ત ભૂમિ.
નમું નમું હું કચ્છ દેવ ભૂમિ.
મેકડ અને સંત અનેક માતા
જેસળ અને તોરળ ભૂમિ ધાતા

કક્કલ તણી તું કુરબાની ભૂમિ
સદા નમું હું કચ્છ દેવ ભૂમિ.
જેનાં શરીરે રસદેહ ધાર્યો
જેનાં શરીરે રસશક્તિ પામ્યો.

તે આ શરીરે સુર દિવ્યધામ
ઉતાર શું કચ્છ, સુતીર્થ ધામ.
માતા ચહો આશિષ શીર્ષચૂમી
નમું નમું ઓ ! કચ્છવીર ભૂમિ.

# પાળિઆ

કરતા કાળની વાતો પાળિઆ ગામ પાદરે,
વાતડી આત્મની છાની, મૂક હૈયે વદી રહે.

ગયા એ કેસરી સિંહો, વિના મસ્તક ઝૂઝતા,
વીરશ્રીને વરી સ્નેહે, દેશ બંધન તોડતા.

સ્રવતી પ્રેમની ધારા, શૌર્યના રંગ રંગતી,
દદતી વિશ્વ હૈયે એ, છાંટ પ્રેમલ રંગની

જ્વલતી આત્મની જ્યોતિ સદા હૈયે સનાતની
ટાળતી માનુષી માયા, ઐકય જ્યોતિ જગાવતી

ધરતા હામ હૈયે એ, કામ ક્રોધ વિસારતા
ધૈર્યને ધરતાં ધીરા, હિમાચલ ચલાવતા

વાતડી વીરની આજે, સાંભરે પાળિઆ અમે
વાતડી વીરની છાની, કરીએ ગામ પાદરે

નથી એ કેસરી સિંહો, આત્મ નૂર વહી ગયાં
ભારતી વીર પુત્રો કયાં ? જડ છીએ રડીએ સખે !!!

( સોરઠા )

શૂર તણો યુગ એહ, કાળ, અરે ! ભરખી ગયો
માનવ ! તારા દેહ, વીર્ય વિહોણા થઈ ગયા

રડતો વ્યોમે ચાંદ, રડતા વ્યોમે તારલા
કાળ ન કરીએ આમ ! પાદર રડતા પાળિઆ

# ગીતા મંદિર

( દ્રુત વિલંબિત )

પરમ શાંતિ અહો ! ઉરમાં વસે.
સકળ તાપ શમે તનના સહુ.
હૃદય પાન કરે રસ દૈવી કો !
સરિત ધીર વહે પ્રભુ પ્રેમની.
અકળ અંતર આજ ઉલ્લાસમાં.

હૃદય ચેતન દીપ પ્રકાશને.
શિથિલ બંધન સૌ તનનાં થતાં.
પરમ શાંતિ સરોજ ઉરે ખીલે.
સ્તવન થાય, સદા પ્રભુ પ્રેમનાં.
ભજન ગાયન કીર્તન ઈશનાં.

ઝરણુ પ્રેમ તણાં ઉર ચાલતાં
દુઃખ અને સુખભાવ વિસારીને
અકથ મોઝ મને અહીંઆં મળે!
હૃદય બંધન સૌ વિસર્યો અહીં.
સ્મરણુ રોજ સ્મરૂં પ્રભુ ગીતનાં.

અઝબ મંદિર આ ઉરમાં રમે.
અમર ચેતન આત્મ વિભૂતિઓ;
હૃદય આજ જુએ અતિ પ્રેમથી.
નવીન ચેતન જીવન રેડતી;
પરમ ધામ તણા પયગામને.

સરિત પ્રેમલ નીર વહી જતી,
પરમ પ્રેમ ધરી અતિ વેગથી;
પરમ બ્રહ્મ પતિ, પ્રતિ વેગમાં;
પરમ સાગર બ્રહ્મ મળી જતી.

( અનુષ્ટુપ. )

કંટાળી વિશ્વ કાર્યોથી, ગીતા મંદિર હું જતો
ભૂલતાં સર્વ સંતાપ, બ્રહ્માનંદ મહાલતો.

## કંગાળ શાને ?

નારાયણી નાથ ! કૃપાળુ તારો.
બ્રહ્માંડનો પાળક તાત તારો.
શાને કરે છે ? મન હીન ભાવો ?
કંગાળ ના ના. પર બ્રહ્મ આત્મા.
બ્રહ્માંડ તારૂં કરને વિચાર !
શાને વિમાસે ? દુઃખના વિચાર ?
તારાં પ્રમાણે તવ પાલના સૌ;
કરે અરે ! રીતિ દયાળુ તેની.
કંગાળ ના ના, ગણ કોઇ શાને ?
'બ્રહ્માંડના સ્વામી બની વિરાજો.'
આત્મા તણાં ગીત અનંત ગાશો;
ઉઘાડીને અંતર બ્રહ્મ ભાળો.
ના, દીન થાશો, નર દેહીઓ તમે;
આત્મા તણી ધન્ય ! વિભૂતિ વિશ્વે.
આનંદ આનંદ ઉરે પ્રમાણો.

ના, દેહધારી શુદ્ધ-બુદ્ધ-આત્મા.
આશા નિરાશા સહુ સંશયો ને
સંસારનાં બંધન વિશ્વ-માયા
ત્યાગો નિહાળો, ઉર એક આત્મા
કંગાળ નાના શુદ્ધ-બુદ્ધ-આત્મા. ૨૦

( સોરઠા )

માનવ ! કરો વિચાર, પાલનહાર જે વિશ્વનો
તજી લોભને વિચાર, પિતા પુત્ર ભૂલે કદી ?

## આદેશ

૧

સુતેલો વૃક્ષને છાંયે કલ્પ દ્રુમ કચ્છનું
ચરતાં, બકરાં ઘેટાં દૂરની ટેકરી પરે
નીચે ઝાડી, બાવળોની જણાતી
ઝાંખી ભૂરી ડુંગરી દૂર શોભે
નાના નાના ટેકરા ભૂમિ વ્યાપ્ત
જોતાં દિસે, શુષ્કથી શુષ્ક દેશ.

૨

મ્હાણે મ્હાણે કેડીઓ વ્યાપ્ત સર્વ
નમાંયેલી અજપતિ તણાં ભાગ્યની
ભવ્ય કેડી.

૩

મધ્યાહ્ન ભાનુ શશી શીત તેજ,
સંગીત ગાજ્યું ગગને અનંત.

"વીરા ઉઠો ! માતની વ્હાર લેવા.
છે ઉજળાં, ભવ્ય નસીબ તારાં."

૪

સ્વપ્ન કે દેવ વાણી આ ! વદતો ઉર શોચ તો
ચિત્રાર્પિત થયો ત્યારે જડ નહિ નહિ ચેતના
આકાશથી અવતરંત યતિ નિહાળે.

૫

જનની આજ તારી જો, સહતી સંકટો અતિ
બન્ધુ ભાવ ભૂલ્યા લોકો, ધર્મ બ્હાને લડી મરે
" આદેશ " આ કરતો ત્હને
દૂર કર દેશ બંધનો
વિશાળ ભાલ તારે, દેશના અમર મુક્તિ મંત્ર મેં લખ્યા ! !*

## પ્રાતઃસ્મરણ.

વ્હાણે સ્મરૂં સર્વદા સુખ કારી
વ્હાણે સ્મરૂં સર્વદા દુઃખ હારી
પ્રભો ! શાંતિમાં આજનો દિન હો જો
કૃપા સિંધુ તારી કૃપા દીન બન્ધો.

---

* કચ્છના ઈતિહાસ પ્રસિદ્ધ નરકેસરી જમાદાર 'ફત્તેહ મુહમ્મદ' ના જીવનમાંથી એક પ્રસંગ આ કાવ્યમાં ગૂંથવા યત્ન કરેલ છે. વાર્તા સર્વ પ્રચલિત છે. પૂર્વાવસ્થામાં જમાદાર, એક સાધારણ, પશુપાળ હતા. પાછળથી તેઓ શ્રદ્ધા અને સામર્થ્યથી ઈતિહાસમાં અમર બન્યા. યતિને અત્રે દિવ્ય પાત્ર ગણ્યું છે. વાંચક તેને આત્મ વિશ્વાસ, શ્રદ્ધા વગેરે કલ્પે તો પણ ચાલશે. કાવ્યને દંતકથા કાવ્ય વિવેચન કરવાને બદલે તેમાંથી, યોગ્ય પ્રેરણા લેવાય એ ઈચ્છવા યોગ્ય નથી ?—ઉપેન્દ્ર વોરા.

વ્હાણે સ્મરૂં, સકળ વિશ્વ વિધાન કારી.
વ્હાણે સ્મરૂં સકળ વિશ્વ નિધાન કારી.

વ્હાણે સ્મરૂં સકળ મંગળ કાર્ય કારી.
વ્હાણે સ્મરૂં શિવકરો વિનતિ અમારી.

વ્હાણે સ્મરૂં સકળ વિશ્વ વિરાજતાજે,
વ્હાણે સ્મરૂં પરમ જીવન જીવના જે,

વ્હાણે સ્મરૂં જીવન પંથ પ્રભો ઉજાળો.
વ્હાણે સ્મરૂં હૃદય વાસ વસો કૃપાળો.

વિદ્યા વિચાર પ્રભુજી ઉરનાં ઉજાળો.
કાપો કુબુદ્ધિ સુમતિ સહુને જ આપો.

આશિષ ઇશ અમને શુભ કાર્ય સાધો.
આધાર એક જગમાં પ્રભુજી તમારો.

અહો વિદ્યા દાતા, શરણુ જગમાં એક શિશુના.
વસોને મંદિરે, જગત સઘળે વાસ વસતા.
ઉઘાડોને હૈયાં, તિમિરમય જે નાથ ? ઉજળાં.
દયા સિંધો ! ત્રાતા ! જનક જનની સર્વ શિશુના

માત તાત ! પ્રભુ તું જ છો,

કરીએ ચરણુ પ્રણામ. શુભ દર્શનનાં દાન દે !!!

અમ–અંતર આરામ.*

---

* કાવ્ય જે શાળામાં હું અધ્યાપક છું તેનાં પ્રાતઃસ્મરણ માટે યોજેલ છે.—ઉગેન્દ્ર વોરા

# વિભાગ ૨

## કેટલાંકઃ—સંગીત-સુગેય-કાવ્યો

૧ આધ્યાત્મિક.
૨ રાષ્ટ્રીય.
૩ રાસ કાવ્યો.
૪ પ્રાસંગિક.

"સારી, ગ, મ, પધ, નિ, સ્વરોને,
શાસ્ત્રીય રીતે, નહિ શક્તિ જાણું.
જાણું નહિ તો, સખિ ! કેમ ગાશું ?
વીણા સખિ ! હૃદયની બસુરી જ થાશે.
ને એ બસૂરી ઉર-ધન્ય ! વીણા
ગુણીજનો સજ્જન એ જ સાંભળો.
ગાશું સખિ ! તાર સુમેળ સાધો.

## અવગુણ મ્હારા

યમન કલ્યાણ ત્રિતાલ.

ચિત્ત નવ ધરશો અવગુણ મારા
ચરણ કમળ શુભ ધરતો વ્હાલા. ધ્રુવ.
ભૂત પ્રેત તવ સંગ પુનિત જ્યાં
શિવ શવ ભસ્મ ગણાયે જગમાં
સ્વર્ગ સમાન, શ્મશાન થતું જ્યાં
પુનિત થશે પ્રભુ અવગુણ મારા !!! ચિત.

# केमगाउं गुणगान

वागीश्वरी-जपताल.

કેમ ગાઉં ગુણગાન ? પરમેશ તારાં
મન વાણી સહુ વેગ પ્રભુ શાંત મારાં. ધ્રુવ.

માત તાત પ્રભુ એક.
કાપ કષ્ટ સેવ્ય એક.
ટાળો દુઃખ આપો સુખ.
ગુણ ગાઉં તારા. કેમ ગાઉં

## કેમ સંભારૂં ?

આશાવરી-ત્રિતાલ.

રઘુવર ! ચંચળ માનસ મારૂં
કેમ કહો સંભારૂં. રઘુવર૦
વાયુ થકી પણ ચંચળ શતધા,
ધામ કહો કેમ ધારૂં. રઘુવર૦
નામ સ્મરણ નિશદિન શુભ સ્મરતો
એકકે ક્ષણ ન વિસારૂં. રઘુવર૦
ચંચળ વાનર વિનતી અઘહર !
શ્રવણ કરો ઉર ઢાળું. રઘુવર૦
ચરણ કમળ આ માનસ અર્પણ
શાશ્વત શાંતિ વિરામું. રઘુવર૦

## समत्त्वं योगउच्यते ।

દુર્ગા-ત્રિતાલ.

નિંદક શંસક સમાન જાણે
રાગ દ્વેષ સજ્જન નહિ જાણે. ધ્રુવ.
શીત સમયનો સૂર્ય જગતમાં
પરમ પ્રશંસા પામે જનમાં
નિંદા પામે ગ્રીષ્મ સમયમાં
હૃદય દ્વેષ નહિ જાણે. નિંદક.

## ક્ષમા-યાચના

પતિત શરણુ પ્રભુ કેવળ જગમાં
કૃતઘ્ન મારા સમ નહિ જનમાં. ધ્રુવ.
ઉદર ભરણુ જગ વ્યર્થ ભમીને
પરમ શરણુ વિશ્વાસ તજ્યો મેં
વિષયો જીવન ધ્યેય કર્યાં મેં
ક્ષમા યાચતાં નાથ ! શરમ ના. પતિત

## શાંતિ માર્ગે

તિલંગ-ત્રિતાલ.

સજ્જન મન વિષય રાગ નહિ મ્હાણે
કેવળ હરિરસ મ્હાણે. ધ્રુવ.
મિથ્યા જગત, જગત સુખમિથ્યા
મિથ્યા સઘળું જાણે. સજ્જન.
પરમ સુધા સમ હરિરસ પીને
પરમ શાંતિ ઉર મ્હાણે. સજ્જન.

## કોણ ઉગારે ?

વાગીશ્વરી-ત્રિતાલ.

કૃપા સિંધુ વિણ કોણ ઉગારે ?
ત્રિવિધ-તાપ-મન-ભવ ભય ટાળે. ધ્રુવ.
ભવજળ—રવ—ગંભીર સુણાયે,
પ્રલય કાળનાં ગીત ગવાયે
વિશ્વ સકળ પર રજની વ્યાપે
અંત સમય શ્રીનાથ ઉગારે. કૃપાસિંધુ.
ઘોર નિશામય પંથ ન સૂઝે
કાયર નાસે શૂરા ઝૂઝે
વિષયી વિમાસે નાથ! ન સૂઝે
કેવળ શ્રીપતિ ભવભય ટાળે. કૃપાસિંધુ.

## ગોવિંદ ગાશો

માલકોસ-જપતાલ.

સંતો ! આનંદે ગોવિંદ ગાશો. ધ્રુવ.
સુખ શાંતિ પૂર્ણ ધામ
ગાશો. થાશો પૂર્ણકામ.
ત્રયતાપ વિશ્રામ
ગોવિંદ ગાશો. સંતો !

## " પ્રકાશ "

શંકરા-ત્રિતાલ.

અજવાળો અમ હૃદય વિમળ જ્ઞાનજ્યોત.
શુભમતિ આપો પ્રભુ !
સફળ કર- જીવન અમ. અજવાળો.

## " રામ સ્મરો "

બિભાસ–ધીમો ત્રિતાલ.

રામ સ્મરો, રામ સ્મરો, સ્મરણ સુખકારી.
પાપ હરણ તાપ શમન પરમ શાંતિદાયી. **રામ.**
પૂર્વમાં પતંગ રંગ, વિશ્વ સોહે દિવ્ય રંગ.
સ્મરીએ આનંદ કંદ, દહન દોષકારી. **રામ.**
રજનીનાં તિમિર ગયાં. પૂર્ણ પ્રકાશ થયા.
જીવન ધન્ય ! ધન્ય ! થયાં રામસ્મરો ભાઈ. **રામ.**

## કર નિદ્રા પરિત્યાગ

બિહાગ–દીપચંદી.

કર નિદ્રા પરિત્યાગ, અરે ! મન !
કર નિદ્રા પરિત્યાગ.
થાય નિધનના નાદ. ધ્રુવ.
નિશીથ નાચતો વિશ્વ આંગણે
કરતો ઘોર નિનાદ,
ડમરૂ બજાવે કાળ સંગમાં
ભૈરવના રણકાર રે ! મન.
મર્ત્ય તરફડે વિષય કૃમિ સમ,
છાંડે ન વિષયે રાગ.
ચેત ! ચેત ! ઓ ! નર પરમાત્મન,
છોડ સઘળી જંજાળ. રે મન.

## ચરણ શીર્ષ ઢાળી

ઝિંઝોટી દાદરા

નાથ ! નમીએ જોડી હાથ ચરણુ શીશ ઢાળી,
સારૂં સઘળું આપ તાત ! પ્રાર્થના અમારી ધ્રુવ.
સૂર્યચંદ્ર ને પ્રભાત, પશુ પક્ષી ભાતભાત,
રચના રચી અપાર, અકળ ગતિ તારી. નાથ !
માત તાત ! તુંજ પરમ, તુંજ પ્રભો દોષદહન,
ગ્રહીએ તારાં ચરણુ શરણુ પરમ શાંતિદાયી. નાથ !

## દહન દોષ કરશો

ભૈરવી દાદરા

હે ! દયાળુ હે ! કૃપાળુ દહન દોષ કરશો,
કૃતઘ્ન અજ્ઞ બાળ પ્રભો ! સહન સર્વ કરશો. ધ્રુવ.
વિસર્યો તવ નામ પ્રભો ! વિસર્યો ગુણુગાન પ્રભો !
કામ સમય સ્મરણુ પ્રભો ! શ્રવણુ શીઘ્ર ધરશો,
હે ! દયાળુ હે ! કૃપાળુ દહન દોષ કરશો. હે૦

## ચાલો, મુક્તિ પ્રદેશ

ચાલો, વીરો ! ચાલો, મુક્તિ પ્રદેશ.
ધ્રુવ ધન્ય પ્રદેશ ॥ ધ્રુવ. ॥
ઉદયગિરિનાં શૃંગ મનોહર,
ઉષા–શોભતી સંગ પયોધર.
વિહગ ગાય છે ગીત મનોહર,
મલયાનિલ વાયે, સુરભિભર.
સિદ્ધિ સૂચક એજ.
ચાલો, વીરો ! ચાલો ! મુક્તિ પ્રદેશ.
ધ્રુવ ધન્ય પ્રદેશ. ચાલો.

# અયિ !–ત્રિભુવન–મનોહારિણી

(ધ્રુવપદ)

અયિ !–ત્રિભુવન–મનોહારિણી,
અયિ !–સ્નેહ હૃદય–સ્નેહ સદન–પાહિની
નમન–જનનિ !–જનનિ ! ધ્રુવ.

કમઠપીઠ–તવ–આસન નિશ્ચળ,
રત્નાકર–જળ ધૌત–ચરણ તળ.
મંગળ ગાય ગાન–યશ–મંગળ,
ઉષઃ કાળ–રંગ–પ્રકાશિની. અયિ !

નારાયણ સર–સરવર–સુંદર,
નાના–નાના–અદ્રિ–મનોહર.

શુષ્ક–રંગ–પણ–હૃદય સુધા સ્રવ,
ધવલ–ચંદ્રિકા–અવગાહિની. અયિ !

વેદ જ્ઞાનનાં જ્ઞાન ઋષિ મુખ,
ભરત દેશનાં તત્ત્વ તત્ત્વ મુખ.
પ્રણવ ગીતના–ઘોષ–અહોનિશ,
દિવ્ય–સંત ગણ–તારિણી. અયિ !

ગગન–ગાય–ગંધર્વ ગણો–તવ,
ભૂતકાળ–ઇતિહાસ–અમર–તવ.

ધન્ય–ધન્ય–ચિર–ધન્ય ધન્ય હો,
માનવ કુલ–ઉદ્ધારિણી. અયિ !

## જયતુ ! કૂર્મવાહિની

માલકોસ દાદરા

જયતુ ! કૂર્મવાહિની જનનિ ! પરમ પાહિની ।। ધ્રુવ૦ ।।
શીર્ષ દાન, અજર દાન, અમર દાન, દિવ્ય દાન;
જશું પરમ મોક્ષધામ. મુક્તિ માનપાયિની. જયતુ !૦

## વંદે માતરમ્

તિલંગ દાદરા

ગજવ સખે ! ગગન ગીત વંદેમાતરમ્.
ગજવ સખે ! અમર ગીત વંદેમાતરમ.

અજર ગીત અમર ગીત
પરમ પ્રેમશૌર્ય ગીત
સખે ! ગાવ દિવ્યગીત.
વંદેમાતરમ્ ગજવ૦

## માતૃભૂમિ મંગળ

શંકરા-દાદરા

કરો મંગળ દુઃખ ભંજન પ્રભો !
પરમ પૂર્ણ આશ આ.
પૂરશો નક્કી પ્રભો !
પિતા જગતિપતા.
સુખ વધજો દુઃખ હરશો,
અમ માતૃભૂમિનાં સદા.

પૂર્ણ એ અવશ્ય થાય,
પૂ ર્ણ પૂ ર્ણ દા.
દુઃખ હરો સુખ હજો,
વિનતી હૃદયે ધરો.
હે ત્રાતા !૦ કરો મંગળ૦

## વંદન

નમાવી શીશ પદ પ્રેમે,
જનનિ ! આશિષો યાચું.
નમાવી આત્મપદ પ્રેમે,
હજારો વંદનો કરીએ.
અમે કચ્છી અમે કચ્છી,
વિજય છે વિશ્વમાં નક્કી.
દીપવશું દૂધ માડીનું,
પ્રભુજી સાથ આપોને. નમાવી.

તા. ૧૨–૭–૩૭.

## વિશ્વભારતી

### ભીમપલાસી દાદરા

સખિ ! ધન્ય ! ધન્ય ! ધન્ય ! વિશ્વ ભારતી ગજાવો,
સખિ ! ધન્ય ! ધન્ય ! ધન્ય ! વિશ્વ ભારતી ઉચારો.
સીતા સાવિત્રી થશું દમયંતી દિવ્ય થશું,
પાંચાલી સમાન સખિ ! ભારતી ઉજાળો. સખિ.
ભણશું સખિ ! સત્યપાઠ, પરમ પતિધર્મ પાઠ,
આત્મ જ્યોતિને પ્રકાશ ભારતી ઉજાળો. સખિ.

# સખિ ! થશું નારાયણી

### તિલંગ દાદરા

સખિ ! થશું જગનારાયણી
સકળ જગ તારાયણી. ધ્રુવ૦
આંગણુ ઉરનાં ઉજાળ
પરમ પતિધર્મ ધાર
સજની હૃદય કર વિચાર
થશું જગ તારાયણી. સખિ !૦

## જયતુ ! હાટકેશ્વર.

સખિ ! ઉચાર સખિ ગજાવ
પરમ બ્રહ્મ પરમ ધામ
પરમ પુરૂષ પૂર્ણ કામ.
અંતર આરામ પરમ
જીવનનું ધ્યેય ચરમ
ઉચાર સખિ ! ગજાવ સખિ !
બ્રહ્માંડ ભીંજાવ સખિ !
અજર ગીત અમર ગીત
દિવ્ય ગીત સંગીત
જયતુ ! સખિ ! જયતુ ! જયતુ સખિ !
જયતુ !
વદો જયતુ !
જયતુ ! જય હાટકેશ્વર.

## " રાસ "

ગગન ગોખ શોભે,
શરચ્ચંદ્ર શોભે,
સોહામણાં આભ કેરાં અંગનો

હાંહાંરે સખિ ! આજે,
રાસ–સુધારવ રેલશું;
હાંહાંરે સખિ ! આજે.
દેવભૂમિ અહિં તેડશું.

## ગરબી ખેલન.

જગદંબા.

અનંતા, અખંડા, આનંદા
ગગન ચોક ગરબે રમે.
કોટી સૂર્યના પ્રકાશ
કોટી ચંદ્રના પ્રકાશ
નવલખ તારા પ્રકાશ
ધન્ય પ્રેમના પ્રકાશ
ધન્ય આત્મના પ્રકાશ
પ્રકાશતો
બ્રહ્માંડ ગરબો શીર્ષ શોભતો. જગદંબા.

# याः देवी सर्व भूतेषु दया रूपेण संस्थिता
# नमस्तस्यै नमोनमः ॥

ખપ્પર કેમ ખાલી માતા ! આજ તારાં.
શોણિત થયાં ખાલી માતા ! આજ તારાં.

સંતોષ ખૂબ પામી
શોણિત લ્હેર જામી
આનંદ નથી પામી

એ આનંદ ! વત્સ ! નથી ભાવતો.
ખપ્પર કરી ખાલી મનુજ લોક આવી

મર્ત્ય લોક આવી
દયાની ભીખ માગી
શાંતિની ભીખ માગી

કિંતુ, ખપ્પર આ ખાલી છે.
બસ ! દયા વિશ્વ ભિક્ષા.

ભિક્ષુ દયા દાન વત્સ ! વિશ્વમાં.
માતા ! ખપ્પર તમારાં પૂર્ણ છે.

याः देवी सर्व भूतेषु दया रूपेण संस्थिता ।
नमस्तस्यै नमस्तस्यै नमस्तस्यै नमोनमः ॥

## અલખ ક્યાં જગાવી ?

" હો ! જોગીરાજ ! અલખ–ક્યાં જગાવી ?
હો ! જોગીરાજ ! અલખ ! છું ભિખારી !
હીરા–દાન આપ્યાં
માણેક–દાન આપ્યાં
સર્વસ્વ વિશ્વ આપ્યાં.
હો ! જોગીરાજ ! અલખ !–હું તો ભિખારી."
" ના, જગદંબા !
લેવા નથી આવ્યો.
અલખ–દાન–મારાં લેશો ?"
" હો ! જોગીરાજ ! શાને અલખ જગાવી ?"
" હો ! વિશ્વ માત ! લખો અલખ–લખાવી
લેવા–અલખ–નહિ જગાવી
હો ! વિશ્વ માત ! દેવા, અલખ જગાવી
લેશો ?–અલખ–દાન મારાં ?"

## મંગળ ભારતી.

મંગળ માત મમ ભારતી રે લોલ.
કોટી કોટી સૂર્ય તેજ ધારતી. મંગળ.
શક્તિ શૌર્ય પ્રેમ–મંત્ર જાપતીરે લોલ.
શાંતિ સુધારસ ચાખતી. મંગળ.
અમરાપુરી આ વિશ્વનીરે લોલ.
અલકા પુરી શા વિલાસરે. મંગળ.

શક્તિ સિંહ. શૂલ હસ્ત ધારિણીરે લોલ.
કરતી મનોરિપુ નાશરે. મંગળ.

વરદ અભય હસ્ત ધારતીરે લોલ
સાધતી સૌના વિકાસરે. મંગળ.

જાતે બળી બીજાંને ઠારતીરે લોલ.
તારી અનોખી જગ જાતરે. મંગળ.

## સ્વાગત

સખિ ! સ્વાગત સજ્જન કરીએ
સખિ ! મંગળમય દિન ગણીએ. ધ્રુવ.

ભૂલ ચૂક હૃદય નવ ધરશો
ક્ષમા દૃષ્ટિ સજ્જન ગણુ કરશો

માનસ હંસ સમા ચિત્ત ચરશો
અંજલિ કુસુમ અર્પીએ. સખિ !

પ્રિયજન ! જાણી-કહીએ
ગુણીજન ! જાણી કહીએ. સખિ !

## વિદાય.

અરે ! હો ! સજ્જન માનસ હંસ
ફરી પણ આવશો

અરે ! હો ! પ્રેમ સરોવર હંસ
ફરી પણ આવશો. ધ્રુવ૦

સંગ આપનો દુર્લભ જગમાં પત્થર-માનવ થાયે પળમાં
જ્ઞાન સુધારસ પાન કરાવવા આવશો. અરે !૦

પુનિત પદે અમ સદન ઉજાળ્યાં.
અંતરનાં સૌ બંધન ટાળ્યાં.
મરૂભૂમિ પણ હંસ ! ફરી પણ આવશો. અરે !૦

આપ સંગથી પાતક મનનાં
રોગ શોક જાયે સહુ તનનાં
પ્રેમ સુધાસર સ્નાન કરાવવા આવશો. અરે !૦

ઉત્તમ-ઉત્તમ વસ્તુ પેખે, દોષ કદી હૃદયે નવ લેખે
ભૂલચૂક અમ સ્નેહી જનો ! નવ ધારશો. અરે !૦

## શક્તિ મંત્ર

**યમન. કલ્યાણ. ત્રિતાલ.**

ઉર શક્તિ મંત્ર રવ ગાજે
સકળ વિશ્વ—સિંહ નિનાદે
ભારતીય સહુ જાગે. ઉર ! શક્તિ

દંડ ઐક્ય ધરી ધીર હાથમાં
મરૂ મુક્તિનો ચઢો સાથમાં
જગદારતી ઉતારે ! ઉર ! શક્તિ

"એકલાજશું." ( સમૂહ ગેય. )

વિશ્વ બધું વેર કરે, હૃદયમાં ઝેર ભરે
કંટક પથમાં બને વદે અરે ! વદે અરે !
પતિત ઘોર વાણી.
સુધા સ્રવતી જાણી.

અમારી વાટડી અજાણી
હો! બાંધવો એકલા જશું.
"અમે વીરા! સાથીઓ થશું." હો બાંધવો.
વ્યોમ માપ કાઢશું
અજર અમર–મુક્તિ મંત્ર
ગાઈને
વિશ્વને જગાડશું. હો! બાંધવો.

## બિસ્મિલ્લાહ

(ગઝલની ગતિ)

ડરીશ ના તું ડરીશ ના તું, બિરાદર! પંથ છે સીધો.
બિચારા લોક શું જાણે, બિરાદર! આમ કાં બીધો?

નથી ત્યાં પર્વતો ઉંચા, નથી ત્યાં વાઘને સિંહો
નથી ત્યાં જંગલો ભાઈ! વધ્યે જા યાર! બિસ્મિલ્લાહ

નથી ત્યાં ચોરને લુચ્ચા મુસાફિર ત્યાં નથી જાતા
અજબ એ માર્ગ મુક્તિના વધ્યે જા. યાર! બિસ્મિલ્લાહ

નથી ત્યાં દેવ કે દાનવ, નથી ત્યાં યક્ષ કે રક્ષો
વસે ત્યાં એક આનંદ કંદ, વધ્યોજા યાર? બિસ્મિલ્લાહ

ડરે છે આમ શાને તું! ન ડર છે યાર સીધો રાહ
હૃદય વિશ્વાસ કર હિમ્મત. થશે આખિર
× ફના ફિલ્લાહ
વધ્યો જા, યાર બિસ્મિલ્લાહ

---

× બ્રહ્મમાં લીન થવું

## ' દિવ્ય બંસી '

ભૈરવી–દાદરા.

આજ ઘટમાં સુણાય ધીર બંસી
હાં હાં રે સખિ ! અજબ સુરીલ એ બંસી
મારાં હૈયામાં વાગે દિવ્ય બંસરી હાં રે.
વ્રજ વનિતાઓ સૌ મોહી અવાજમાં.
લોકલાજ છાંડી બની મસ્ત અવાજમાં.

સાખી.

બ્રહ્માંડો સઘળાં દ્રવે, અજબ થાય સંગીત.
પ્રેમ સુધારવ ઝીલતાં, બંસી રવ ગંભીર.
વિશ્વ બધું નાચતું એના અવાજમાં.
હૈડું આનંદે ઉછળતું ઉલ્લાસમાં. મારાં

સાખી.

બંધન સઘળાં મનતણાં હરે બંસીનો સૂર.
પ્રેમાર્ણવ ઉર ઉછળે, સ્નેહલ સરિતા પૂર.
પ્રેમ–પ્રેમ ગીતડાં ગાતી ઉલ્લાસમાં.
ચારિત્ર્ય ચારૂ–ગંધ ભરતી આકાશમાં. મારાં

સાખી.

મ્હારાં હૈયે વાગતી, અજબ બજાવણહાર.
ડાહ્યા, મુનિજન જે સુરે, ઘટમાં વાગે આજ.
એ કાળજડાંની કોર કાપે, દિવ્ય બંસરી
વાગી મધરાતે.
ચિત્ત ચૈતન્ય દીપના પ્રકાશમાં. મારાં

## કાળ ખંજરી

(ફેરવાની ધૂનમાં ભૈરવીનાં આરાધન.)

સુણાયે કાળ ખંજરી નાદ, સુણો એ મૃત્યુ તણા ઝણકાર–ધ્રુવ.

રજની કાળી દિશા ન સૂઝે સાગર ઘોર નિનાદ
અનિલ વહે સૂસૂસૂ કરતો દિશા ગજો ચીત્કાર
અજબ એ કાળખંજરી નાદ ડોલ્યાં દશે દિશાનાં દ્વાર–
સુણાયે૦

મોત તણા પયગામ પઠવતી, દામિની નભ ચમકાર
કાયર પ્રાણ લઈને નાસો! જવું મોતને દ્વાર
વસે જ્યાં યમડાઓ વિકરાળ
જવું ત્યાં દંષ્ટ્રા કાળ કરાળ, સુણાયે૦

સ્વર્ગ ભુવનનાં ભવનો ડોલ્યાં, શેષ અવની ડોલાય
પ્રજ્ઞાવાદી મગજો ફાટયાં, નાદ અહો! સંભળાય
બુદ્ધિની સરણી તૂટી જાય;
પ્રલયને નીર વીરલા ન્હાય. સુણાયે૦

નહિ વસે જ્યાં સૂર્ય ચંદ્રને, ગ્રહ મંડળની માળ.
એવાં ધામ જવાને કાજે, થશો વીર! તૈયાર.
અનેરા કાળ ખંજરી નાદ
લેશો વીર ધીર એ લ્હાવ. સુણાયે૦

નહિ નાદ એ નિધન ગણાયે, વીર અમર વર હોય
મુક્તિ મંત્રના ઝણ ઝણકારે, ભાન આત્મનાં હોય.
નહિ એ કાળ ખંજરી નાદ
અનેરા મોક્ષ ધામના સાદ. સુણાયે૦

# ફિરિશ્તાને

(ગઝલની ગતિએ.)

ન્હોતી ના, ત્હને પાડી ફિરસ્તા નામ લખવાની
છતાં તેં નામ આ માંડયું; ખુદાઈ ચોપડામાં કાં?

કહે ઉપકાર શું કીધો? જગતમાં જીવીને વ્હાલા!
છતાં ઉપકારીને નામે, લખે છે નામ મારૂં કાં?

ખુદા જ્યારે મ્હને પૂછશે, કહીશ શું આ ઝબાને હું
અથવા નામ તારૂં દઉં? ખુદા રીસે ભરાશે હો!

હજીયે વખ્ત છે વ્હાલા! ભુંસાડી નામ મારૂં દે!
કબરમાં જાઉં તે પ્હેલાં, ભુંસાડી નામ મારૂં દે!

નથી રોયો ગરીબ દુઃખે, નથી હૈયું મ્હને વ્હાલા
જગતમાં જીવીને વ્હાલા. કહે ઉપકાર શું કીધો?

ભૂંકયાં મેં ભાષણો ભારી, જીગર મોટાઇની આશા
ભુંસાડી નામ મારૂં દે, ખુદા રીસે ભરાશે હો!

"ભલે; તેં ભાષણો ભૂકયાં, ખુદાઈ માનવી પ્યારા.
અઝબ કાનૂન છે વ્હાલા.

नहि कल्याण कृत्कोश्चद्‌दुर्गतिं
तात गच्छति।

ખુદા પોતે વદે છે એ.

# ઉઘડે દેવદ્વાર વ્યોમનાં

શીળી લહર વાયુ વાય
વિશ્વ પ્રેમ અમી રસ પાય

ભૃંગ મંજૂલ ગીતડાં ગાય ઉષા શુક્ર સંગ સોહાય
આજ ઉઘડે દેવદ્વાર વ્યોમનાં.

ગાય, ગંધર્વ ગીત રસાળ, આજ અવની ભરે રસ થાળ
મ્હારૂં હૃદય સર છલકાય, કરે આત્મતણા છંટકાવ

ભીંજે બ્રહ્માંડ છંટકાવ ઝીલતાં
આજ ઉઘડે દેવ દ્વાર વ્યોમનાં.
આજ અવની પ્રકાશે આનંદમાં
આજ ઉઘડે દેવદ્વાર વ્યોમમાં.

## વસંત આવીરે.

(કેરબાની ધૂનમાં વસંતના આરાધન)

વસંત આવી, વસંત આવી, વસંત આવી રે
રંગ વિહોણી ભૃંગ વિહોણી
વન વન આવીરે–દુકાળે વસંત આવી રે

અલકા પુરીને આંગણુ આજે
દીનજનોનાં રૂદનો ગાજે
અશ્રુ લ્હોવા તેનાં આવે ?
ધન ધન આવીરે. દુકાળે વસંત આવી રે

કૃષીવલોનાં ક્ષેત્રો જ્યારે
ઝુલવશે ધન ધાન્યે ત્યારે

તારાં ગીતો ગાઈશ ત્યારે
ધન ધન આવીરે દુકાળે વસંત આવી રે૦

રંક જનોનાં ઉટજો જ્યારે
ગાશે સુખ સંગીત ત્યારે

નંદનવન જગ રચશે જ્યારે
સ્તવનો કરશુંરે, ધન્ય ધન્ય વસંત આવી રે૦

## માડી તારાં સિંહ સમા સંતાન.

(હમીર દાદરા)

માડી ! તારાં સિંહ સમાં સંતાન.
માડી ! તારાં કેવાં થયાં સંતાન. ધ્રુવ.

રાવળ, જેસળ–તોરલ, મેકડ
સંત શિરોમણિ પ્રમાણ. માડી !૦

કક્કલ કુરબાની ખ્યાત
કૂતિયાનો દેશ રાગ

વિશ્વ દીપાવ્યું નામ.
તેવાં થશું સંતાન. માડી !૦

વિશ્વ ગજવશું ગાન.
માડી તારાં સિંહ સમા સંતાન. માડી ! ૦

## જયહે !!!

(ભૈરવી ઝુમાળી)

દિનકર ! દિનકર, કુમ્ કુમ્ વર્ણો, કચ્છ સૌભાગ્ય વિધાતા ધ્રુવ.

અમર પ્રાણુ નવજીવન ભરશો
ચેતન સુરભિ અખંડ
અભ્યુદય ના પંથ તિમિરમય
પૂર્ણ પ્રકાશ જ્વલંત
પ્રભો !-પ્રેમલ જ્યોત-જગાવો
પ્રભો ! આત્મ પ્રદીપ પ્રગટાવો
પૂરો દિનકર ! આશા.

દિનકર ! પૂર્ણ પ્રકાશી જયહે ! કચ્છ સૌભાગ્ય વિધાતા
જયહે, જયહે, જયહે, જયહે, જય જય જયહે.
દિનકર ! ૦

## 'સાયં સંધ્યો પાસના'

મૃત્યુ–સાગરને તીર સંધ્યા આદરીએ
યોગ ઘેરૂં ધીરૂં વિલપતો
ભવજળ રવ ગંભીર. ધ્રુવ૦
અનેક લીન થયા છે તેમાં, થશે હજારો લીન
વિરલ ઉગરશે ભવજળ મધ્યે હોય હરિમાં પ્રીત
સંધ્યા આદરીએ.
થોડી ઘડીમાં રજની વ્યાપશે ગાજશે પ્રેતનાં ગીત
કાળતણાં સંગીત સાધશે, સાધક શૂર સુધીર.
સંધ્યા આદરીએ ૦

ધૂમકેતુઓ વ્યોમ મંડળે ફરતા કરી નિનાદ
મર્ત્ય તરફડે વિષય કૃમિવત થાય નિધનના નાદ
સંધ્યા આદરીએ ૦

"ચાલો સંધ્યા આદરીએ."

नाऽयमात्मा बलहीनेन लभ्यः।

હે બ્રહ્મ! અર્પીએ આત્મતત્ત્વના અર્ધ્ય.

મૃત્યુ સાગર-અમૃત-સાગર હજો
માગીએ ભર્ગ.

ओरुम् शांतिः।

## થાળ.

ઉભા પ્રભો! થાળ ભરી રસાળ
ઉભા પ્રભો! થાળ ગ્રહી રસાળ.
બ્રહ્માંડના સકળ સ્વાદ–ભર્યો રસાળ
આરોગશો, સકળ સ્વાદ–પ્રભો રસાળ.

પૂર્ણ પૂર્ણ રસે પૂર્ણ પૂર્ણ સ્વાદ ભર્યુંજ છે.
દયાળુ! આપ આરોગો, સુધા સ્વાદ નક્કી થશે.

रसो वै सः।



# કાવ્ય–પૂર્વા :: સંગીત વિભાગ

( કેટલાંક–સંગીત–કાવ્યો અને તેનું સ્વરાંકન )

અપાયેલ, સ્વરાંકનોમાં સ્વ. ભાતખંડેની સ્વરલિપિ રાખેલી છે.

**નાદ–બ્રહ્મ–સાધના**

**( દરબારી ધ્રુવપદ )**

સાધો સંત નાદબ્રહ્મ.
ઘટ ઘટ ઉર ગાય બ્રહ્મ ધ્રુવ૰
ધ્યાન લીન શ્રુતિ સુણાય
શ્રુતિ વદયે સ્વર ગણાય
પ્રણવ નાદ કર ઉચ્ચાર
સાધ્ય સહજ નાદબ્રહ્મ. સાધો૰

**નાદબ્રહ્મ–સાધના**

**( દરબારી ધ્રુવપદ )**

| + | | ० | | ૨ | | ० | | ૩ | | ૪ | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| નિ | સા | રે | રે | સા | રે | ગ | ગ | મ | રે | રે | સા | |
| સા | ઽ | ધો | સં | ઽ | ત | ના | ઽ | દ | બ્ર | ઽ | હ્મ | |
| નિ | સા | સા | નિસા | રે | સા | ધ | નિ | પ | સા | સા | સા | |
| ઘ | ટ | ઘ | ટ | ઉ | ર | ગા | ઽ | ય | બ્ર | ઽ | હ્મ. | સાધો૰ |

## અંતરો

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| + | | ૦ | | ૨ | | ૦ | | ૩ | | ૪ | |
| મ | પ | પ | ધ | ધ | નિ | સાં | સાં | સાં | સાં | ઽ | સાં |
| ધ્યા | ઽ | ન | લી | ઽ | ન | શ્રુ | તિ | સુ | ણા | ઽ | ય. |
| + | | ૦ | | ૨ | | ૦ | | ૩ | | ૪ | |
| નિ | સાં | રેં | રેં | સાં | રેં | ગં | ગં | મં | રેં | રેં | સાં |
| શ્રુ | તિ | ઽ | વ | ઽ | હચે | સ્વ | ર | સુ | ણા | ઽ | ય. |
| + | | ૦ | | ૨ | | ૦ | | ૩ | | ૪ | |
| સાં | સાં | નિ | પ | મપ | નિપ | ગ | ગ | મ | રે | રે | સા |
| પ્ર | ણુ | વ | ના | ઽ | દ | કે | ર | ઉ | ચ્ચા | ઽ | ર |
| + | | ૦ | | ૨ | | ૦ | | ૩ | | ૪ | |
| નિ | સા | રે | રે | સા | રે | ગ | ગ | મ | રે | રે | સા |
| સા | ઽ | ધ્ય | સ | હ | જ | ના | ઽ | દ | બ્ર | ઽ | હ્મ. સાધો૦ |

# माकश्चिद्दुःखमाप्नुयात् ।

(યમન કલ્યાણ જપતાલ)

ગાશો સહુ કલ્યાણ
લેશો અમર લ્હાણ ધ્રુવ૦

દુઃખ સર્વ દૂર થાય
સુખી સર્વ શુભ થાવ.
આવો ગાવ. ધન્ય લ્હાવ
ચાહો સહુ કલ્યાણ. ગાશો૦

## माकश्चिद्दुःखमाप्नुयात् ।

(યમન કલ્યાણ જપતાલ)

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| + | | ૨ | | | ૦ | | ૩ | | ધ |
| ગ | ગ | ડ | ગ | ગ | રે | રે | સા | ડ | સા |
| ગા | ડ | શો | ડ | સ | હુ | ક | લ્યા | ડ | ણ |
| + | | ૨ | | | ૦ | । | ૩ | | |
| નિ | ધ | સા | રે | ગ | પ | મ | ગ | ડ | સા |
| લે | ડ | શો | ડ | અ | મ | ર | લ્હા | ડ | ણ. |

## અંતરો

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| × | | ૦ | | | ૨ | | ૩ | | | |
| ગ | પ | ધ | ડ | ધ | સાં | સાં | સાં | ડ | સાં | |
| દુ: | ખ | સ | ડ | ર્વ | દૂ | ર | થા | ડ | વ | |
| + | | ૦ | | | ૨. | | ૩ | | | |
| ધ | ધ | સાં | રે | રેં | ગં | રેં | સા | ડ | સાં | |
| સુ | ખી | સ | ડ | ર્વ | શુ | ભ | થા | ડ | વ. | |
| + | | ૨ | | | ૨ | | ૩ | | | |
| સાં | નિ | ધ | પ | પ | રે | રે | સા | ડ | સા | |
| આ | વો | ગા | ડ | વો | ધ | ન્ય | લ્હા | ડ | વ | |
| + | | | | | ૨ | । | ૩ | | | |
| નિ઼ | ધ઼ | સા | રે | ગ | પ | મ | ગ | રે | સા | |
| ચા | ડ | હો | ડ | સ | હુ | ક | લ્યા | ડ | ણ. | ગાશો૦ |

### પરમ સત્ય શબ્દ.

### (દુર્ગા દાદરા)

પરમ સત્ય શબ્દ સુણો<br>
ગગન ગેબી શબ્દ સુણો. ધ્રુવ૦<br>
મેઘ ગભીર ધીર નાદ.<br>
હૃદય થાય પ્રતિનાદ .<br>
પરમ સત્ય શબ્દ સુણો. પરમ૦

# પરમ સત્ય શબ્દ.

## ( દુર્ગા દાદરા )

| | | | | |
|---|---|---|---|---|
| + | ० | + | ० | |
| પ પ પ | મ પ ધ | પ મ રે | સા સા સા | |
| પ ર મ | સ ડ ત્ય | શ ડ બ્દ | સુ ડ ણો | |
| + | ० | + | ० | |
| પ પ પ | પ ય પ | ધ સાં ધ | પ મ રેસા | |
| ગ ગ ન | ગે ડ બી | શ ડ બ્દ | સુ ડ ણો. | પરમ૦ |

## અંતરો

| | | | | |
|---|---|---|---|---|
| + | ० | + | ० | |
| પ પ પ | ધધધ | સાં સાં સાં | ધ રેં સાં | |
| મે ડ ધ | ગભીર | ધી ડ ર | ના ડ દ | |
| + | ० | + | ० | |
| ધ ધ ધ | સાં રેં રેં | મં રેં સાં | ધ પ પ | |
| હૃ દ ય | થા ડય | પ્ર તિ ના | ડ દ ડ | |
| + | ० | + | ० | |
| પ પ પ | મ પ ધ | પ મ રે | સા સા સા | |
| પ ર મ | સ ડ ત્ય | શ ડ બ્દ | સુ ડ ણો. | પરમ૦ |

## જય તુ ! કૂર્મ વાહિની.*

### (માલકોસ દાદરા.)

| | | | |
|---|---|---|---|
| + | ० | + | ० |
| મ મ ગ | સા સા ધનિ | સા સા સા | મ ડ ડ |
| જ ય તુ ! | કૂ ડ ર્મ | વા ડ હિ | નિ ડ ડ. |
| + | ० | + | ० |
| ગ મ મ | ધ ધ નિ | સાં ડ નિ | ધ મ ડ |
| | ० | | |
| જ ન નિ ! | પ ર મ | પા ડ હિ | નિ ડ ડ જયતુ० |

### અંતરો

| | | | |
|---|---|---|---|
| + | ० | + | ० |
| ગ મ મ | ધ ડ નિ | સાં સાં સાં | સાં ડ સાં |
| શી ડ ર્ષ | દા ડ ન | અ મ ર | દા ડ ન |
| + | ० | + | ० |
| સાં સાં સાં | સાં નિ નિ | ધ નિ સાંનિ | ધ મ મ |
| અ જ ર | દા ડ ન | દિ ડ વ્ય | દા ડ ન |
| + | | + | |
| ગ મ મ | ०ધ ધ નિ | સાં સાં નિ | ०ધ મ મ |
| જ શું ડ | પ ર મ | મો ડ ક્ષ | ધા ડ મ |
| + | ० | + | |
| મ મ ગ | સા સા ધનિ | સા સા સા | ०મ ડ ડ |
| મુ ડ ક્તિ | મા ડ ન | પા ડ યિ | નિ ડ ડ જયતુ ! |

* પ્રસ્તુત કાવ્ય પૃ. ૪૧ પર જોઇ શકાશે.

## ઉર-પ્રભાત

### ( સોહેની-ત્રિતાલ )

ઉર-સર આજ શતદલ પૂર્ણ<br>
વિકસિત આજ શતદલ પૂર્ણ. ધ્રુવ૦

ઉદય-ગિરિનાં ધવલ શિખર શુભ<br>
રંગ પીયૂષ પથરાયા પૂર્ણ.<br>
ભરતા માનસ શાંતિ અખંડ<br>
સુરભિત-વિકસિત-ઉર સર પૂર્ણ ઉર સર આજ૦

## ઉર-પ્રભાત

### ( સોહેની ત્રિતાલ )

| | | | |
|---|---|---|---|
| ૩ | + | ૨ | ૦ |
| મધ નિ સાં | સાં રે સાં સાં | નિધ મ મ | ધ મ ગ ગ |
| ઉ ર સ ર | આઙ ઙ જ | શત દ લ | પૂ ઙ ઙ ર્ણ |
| ૩ | + | ૨ | ૦ |
| મ નિ ધ મ | મ ગ રે ગ | ગ રે ગ મ | મ ગ રે સા |
| વિ ક સિ ત | આ ઙ ઙ જ | શ ત દ લ | પૂઙ ઙ ર્ણ. ધ્રુવ૦ |

## અંતરો

| | | | |
|---|---|---|---|
| ૩ ગ ગ મ ધ | + નિ સાં સાં સાં | ૨ રેં રેં સાં સાં | ૦ ગં રેં સાં સાં |
| ઉ દ ય ગિ | રિ ડ નાંધ | વ લ શિંખ | ર શુ ભ ડ |
| ૩ મં ગં રેં સાં | + નિ ધ નિ સાં | ૨ નિ ધ મ ગ | ૦ રે રે સા સા |
| રં ડ ગ પી | યૂ ષ પ થ | રા ડ યા ડ | પૂ ડ ડર્ણ. |
| ૩ સાં નિ ધ મ | + મ ધ નિ સાં | ૨ નિ ધ મ મ | ૦ ગ રે સાસા |
| ભ ર તા ડ | મા ડ ન સ | શાં ડ તિ અ | ખં ડ ડ ડ |
| ૩ નિ ધ નિ સાં | + રેં ગં રેં સાં | ૨ સાં નિ ધ મ | ૦ ગ રે સા સા |
| સુ ર ભિ ત | વિ ક સિ ત | ઉ ર સ ર | પૂ ડ ડર્ણ. |

ઉર—સર૦

